# દુર્ગુણનું દર્પણ

યાને

## કળીયુગ.

એ બીનાથી આપ અજાણ્યા છો, તેમાંજ લાખો
રૂપીઆની ખુવારી છે, જેથી બચવાને માટે
આ એક નજીવી કીંમતના ચોપડી ખરી-
દશો એવી આશા છે.

હ્યોરે મારા લાલ, મુદ્દાનો માલ;
હાલને હાલ, નહીતર પસ્તાશો કાલ.

છપાવી પ્રસીદ્ધ કરનાર,
ઉપદેશક,
**ચીમનલાલ વલ્લભદાસ શાહ.**
ઠે. કાલુપુર ભોઈવાડાંની પોળમાં—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦
સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

અમદાવાદમાં રીચીરોડની સડક ઉપર શ્રી જૈન વિદ્યા
વિજય પ્રેસમાં શા. ચુનીલાલ અમથાશાએ છાપ્યું

કીંમત ૦—૦—૬.

# દુર્ગુણનું દર્પણ

યાને

## કળિયુગ.

---

રાગ ( સૈહા તારૌ ખુબ છે હાડો ) એ ટેક.

જમાનો તો બદલાયોરે, હળાહળ કળજુગ આવ્યોરે—એ ટેક
હિંદ તણા ઉદયને માટે, અરજ કરૂં છું આજ;
સ્વાર્થીઆ મુરખને નહિ ફાવે, સાચે સાચી વાત,
વિચારવંતા વિચાર કરશો—૨ રે, જમાનો. ૧
ઉંચ હતા તે નીચ બન્યા કંઇ, નીચ તે ઉંચ મનાય—૨
ધર્મને નામે ધાડજ આવી, પાપને પંથ પળાય
અધાપો ધોળે દી આવ્યો—૨ રે. જમાનો. ૨
જે પ્રેમદા પડદે રહેનારી, તે ધરી લેડી પોશાક—૨
મીસ્તરનો કર ઝાલી બજારે, મા'લી રહી છે અથાગ
અરે આડો આંકજ આવ્યો—૨ રે. જમાનો. ૩
નીતી રીતી સૌ નેવલે મુકી, ઉર અનીતિ ચહાય—૨

ફેસન બાઈને ફંદે ફસાયા, રંકને મોટા રાય.
તોરા જઇ ટોપ છવાયો-૨ રે. જમાનો. ૪
ઝેર ને વેર વધ્યાં વસુધામાં, વ્યસન વધ્યાં વિધ વિધ-૨
ગાંજો અફીણુ ને દારૂના બોટલ, હોટલમાં જઇ પીધ
ગાંઠેથી ગર્થ ગુમાવ્યો-૨ રે. જમાનો. ૫
જે નૃપને ગૃહ ચાંદી સોનાના, પાત્ર તણો નહી પાર-૨
તે રાજમંદીરમાં જઈ જોતાં, દેખાય ઠારો ઠાર
લોખંડનો લાટ ભરાયો-૨ રે. જમાનો. ૬
મુદ્દલ ચેન પડે નહિ, ચા વિણુ, ચાએ વાળ્યો ડાટ-૨
રાયથી માંડીને રંક કહાવે, સૌને થગો સનિપાત
વિલાયતનો વાયુ વાયો-૨ રે. જમાનો. ૭
સેન્ટ લવન્ડર લેમ્પથી મોહ્યા, મોટરમાં મશગુલ-૨
બાઇશીકલ્ને ભાઈ વર્યા છે-આપી મોં માગ્યાં મુલ
ગળે નેકટાઇ લગાયો-૨ રે જમાનો. ૮
દાતણુ બાવળનાં બદલાયાં, બ્રસથી મોહ્યું મન-૨
અંજન મંજનમાં થઇ રંજન, ધુળ કરે છે ધન
ગણ્યો ના જાય ગણાયો-૨ રે. જમાનો. ૯
તાંબા પિત્તળનો પારજ આવ્યો, લોખંડ ઘેરે ઘેર-૨
જ્યાં નીરખો ત્યાં ટેબલ ખુરશી, બીલોર ઠેરે ઠેર
યુરોપી ઠાઠ મચાયો-૨ રે. જમાનો. ૧૦
દેશનો વેશજ એશ ન લાગે, વધ્યું વિદેશીથી વાલ-૨

બુટ પગે પાટલુન ચઢાવી, બન્યા ગોરાના બાલ
જાણે મેમ સાહેબનો જાયો–૨ રે. જમાનો ૧૧
બી, એ, બનીને ભાઇ બીએ છે, બાઇ થકી ઘરમાંય–૨
બાહેર બીલ્લી થકીજ બીએ છે, તે શું ઉકાળે હાય
જનેતાએ શીદ જાયો–૨ રે. જમાનો. ૧૨
વકીલ વૈદ ને વેશ્યાઓનું, ઝાઝું વધ્યું હતું જોર–૨
વિત હરે વસુધાપરથી હા, કરે છે શોર બકોર
રૂડો કાયદો તો રચાયો–૨ રે. જમાનો, ૧૩
વકીલની પરીક્ષા બંધ કીધી, વેશ્યાઓને કીધી દુર–૨
વૈદને માટે ઘાટજ ઘડજો, ભાગજો તેમનું જોર
પ્રજાની દયા દીલ લાવો–૨ રે. જમાનો. ૧૪
શીશ થકી શીખા સટકી તે, હા લટકીજ લેલાટ–૨
નીચી નમી નમી શું સુચવે છે, વિદ્વતામાં ઉઠી વાટ
દેશનો દાઝ ન લાવ્યો–૨ રે. જમાનો. ૧૫
ભણી ગણીને સૌ જન ઇચ્છે, નિર્લજ નોકરી ઉર–૨
સુરને નુર ગુમાવી બેઠા, બની ગયા અસુર
ગુર્જરેશ્વરી ગાત્ર ગળાયો–૨ રે જમાનો ૧૬
ધીક છે ધીક છે ધીક હું એવા, દેશ દ્રોહીને ધીક્કાર–૨
ગોરી તજી ઘરની ગુણવંતા, જોડા ગણીકાથી પ્યાર
ખરે જર ખુબ ઉડાવ્યો–૨ રે. જમાનો. ૧૭
ચીની ચલાવ્યાં પ્યાલા રકાબી, ફાનસ ફકડ લીધ–૨

ફુટી જતાં ફુટી બદામ નાવી, ફોકટ ફેંકી દીધ
આંખે નવ જાય દેખાયો–ર રે. જમાનો. ૧૮
વાજાં વીવીધ પ્રકારનાં લાવી, મુકયું ગજાવી મકાન–૨
બગડયું કે પછી બારજ વાગ્યા; તેનું મળે નહી ભાન
પૈસા પર પાણી ફીરાયો–ર રે. જમાનો. ૧૯
એરંડીયું તો અદ્રશ્ય થયું ને, ગંધાતું ગ્યાસલેટ–ર
બેહુદ આવી ભરાયું ઘરો ઘર, પાકી ઉઠયું જયાં પેટ
પાટો કયાં જાય બંધાયો–ર રે. જમાનો. ૨૦
દેશની દોલત હાય વિદેશે, એ રીતે ચાલી જાય–ર
તો પણુ આંખ ઉઘાડી ન દેખે, કયાંથી દેશોદય થાય
આવી દારીદ્ર ભરાયો–ર રે. જમાનો. ૨૦
ચોળી મટીને પોલકાં પેઠાં, પારસી ડ્રેસ પોસાય–ર
કંથ કહ્યાગરી કાન્તા મળે ના, વર વધુ વશ વરતાય
એ તે વર કે ? ઘર જાયો—ર રે. જમાનો. ૨૨
છાયલ છીદડી ગયાં છુપાઇ, અવનથી ગુલતાન–ર
ચુડી મટી ચતુરામાં વધ્યું છે, બંગડી બાઇનું માન,
કાને એરીંગ અડાયોરે–ર રે, જમાનો. ૨૩
બારીક વસ્ત્ર વપુએ ધારી, નારી હૈયે હરખાય–ર
અંગ તમામ દેખાઇજ આવે, સુજ્ઞ જોઇ શરમાય
ગણીકાનો વેશ ભજાવ્યો–ર રે, જમાનો. ૨૪
રાંડી તે ઘર માંડી બેઠી, માંડી બાંધી પર પ્યાર–ર

ભકતાંણી થઇ દેવ મંદીરમાં, કરેછે વ્યભીચાર
પતીવૃતાનો પારજ આવ્યો-૨ રે. જમાનો. ૨૫
પાન ખાઇ પીચકારી મારે, રાખે મુખડું લાલ-૨
બારીએ બેઠી નારી એ બોલે, બોલે મુખથી બે તાલ
મલાજો છેક મુકાયો-૨ રે. જમાનો. ૨૬
લાયક ઉમરની લલના કદી, વૈધવ્યનાને થાય-૨
પુનર્લગ્ન કરવા તેનું શાસ્ત્રની મુકી માઝાય
પત્રે ઢઢેરો પીટાવ્યો-૨ રે. જમાનો. ૨૭
બાળા વરસે બારજ કેરી, બાળકીમાંજ લેખાય-૨
જે રમી રાજી થતી ઢીંગલીએ, તે ગર્ભવંતી થાય
સારો દી જાય કહાયો-૨ રે, જમાનો ૨૮
પાખંડીને પુરા પ્રમથી પુજે, સાધુને ચીત ન ચાય-૨
ધર્મીને ધામે ધાડજ આવી, પાપી પનોતા થાય
દ્રષ્ટીએ જય દેખાયો-૨ રે. જમાનો. ૨૯
પાખડ પ્રપંચ વૃદ્ધિ પામ્યા, ચોરી ચાડી જુઠ જાર-૨
સત્ય સરી પાતાળે પેઠું, જામી ગયો છે જુગાર
હશે શું દૈવને ભાવ્યો-૨ રે, જમાનો, ૩૦
પૈસાદારને પ્રેમથી પુજે, પંડિત ના પુજાય-૨
હોય ભલે પછી તે બ્રહ્મવેતા, એવો અરે અન્યાય
ઠોળીમાં જોય કળાયો-૨ રે. જમાનો. ૩૧
પૈસા પડાવા પુત્રીને વેચે, પેખી પળીએલ કંથ—૨

અંગની શક્તિ ભંગ થઇ, જેના ડાચામાં ન મળે દંત
બોખો કહી જાય બોલાવ્યો–૨ રે. જમાનો. ૩૨
પેપર માસીકમાં વળી છુટી, નોટીસ બહુ નીરખાય–૨
વૈદ તણું જાણે વ્હાણુજ ફાટયું, બની લુંટારા હોય
ખરે દેશ લુંટીને ખાયો–૨ રે. જમાનો. ૩૩
ભપકાબંધ ભાષણો કરીને, લોકોને ફસાવે–૨
ભોળ. બીચારા હિંદવાસીયો, સારી રીતે લોભાવે
ધુતારાનો તાલ છે કેવો–૨ રે. જમાનો. ૩૪
આડું અવળું સમજાવીને, દેશ બધો ધુતી ખાય–૨
એવા ધુતારા દેશમાં ફાટયા, માટે જાગો હાય
નહિ તો દેશ ફોલીને ખાશે—૨ રે. જમાનો. ૩૫
પાંચ દશ મિત્રો ઉભા થઇને, કંપનીઓ કાઢે છે—૨
ભાઇ મેનેજર સાળો એજંટ, કમીશન બનેવીનું આપે છે
યુક્તિએ શેરો વેચાવે, લોકોને રાખે.ડી ચોળાવે–૨ રે. જ. ૩૬
કરજે નાણું કઢાવા જતાં, પુત્ર બને છે આપ –૨
દેવા પડે દામજ ત્યારે, બની બેસે છે બાપ
ભુંડે ભાર બોજ ગુમાવ્યો—૨ રે. જમાનો. ૩૭
ચોર હતા તે શાહુ બન્યા કંઇ, શાહુ બીચારા ચોર—૨
વારજ તેની ધાડજ આવી, ક્યાં કરવો જઇ શોર
ખરે બીજે ખેતને ખાયો—૨ રે. જમાનો. ૩૮
નીચ સજી સણગારજ સુંદર, ઘાલી ફરે ઘડીયાળ —૨

મારગમાં કદી સામા મળે તો, ધક્કો મારી ઘુસી જાય
તોયે નહિ દુર ખસાયો—૨ રે જમાનો. ૪૦
દેવ વશ્યા જઈને ડુંગરમાં, મક્કે સોહે પીર—૨
રામનું રાજ છતાં ગાડીઓમાં, (અત્યંજ) આપે ભીડ
મુખેથી કંઈ ન કેવાયો—૨ રે. જમાનો. ૪૧
શુરા શીવાજી કર્ણ ગયારે, રણજીત સિંહ રાય—૨
વિક્રમ ભોજ સમા નહિ ભાળુ, ભુપતિ ભુતળ માંય
ખરે કંઇ બીજ ખવાયો—૨ રે જમાનો. ૪૨
કહેવાય ત્યારે ઠાકોર મોટા, પણ ઠાઠ કીધો દુર—૨
કન્યા કુળવાનની નહિ લેતાં, જે પુરે પૈસા ભરપુર
તે પાસે હસ્ત લંબાવ્યે-૨ રે, જમાનો. ૪૩
દેવ દીઠા ન ગમે દ્રષ્ટીએ તીરથ પ્રત્યે વેર-૨
સેલ સપાટે ભાઇ સીધાવે, લાયક લંડન શેર
નષા વીતનો વરસાવ્યો-- રે. જમાનો. ૪૪
હા સરદાર સુરા દીશે છે. લઇ પટાકડું હાથ-૨
કાબર તેતર હોલા હણીને, દુભાવે જગનાથ
સુરો નહિ સિંહ મરાયો—૨ રે. જમાનો. ૪૫
પુરૂષમાંથી ઘટયું પુરૂષાતન, જામ્યું ત્રિયાનું રાજ—૨
બાઇ બીલાડીને ભાઇજ ઉંદર, એવું બન્યું છે આજ
ખુરો બાળલગ્ન ભરાયો—૨ રે. જમાનો. ૪૬
બેસી ગયાં ડાચાં બુઢીયાનાં, શ્વેત થયા શીર કેશ—૨

તોય રહયો વળગી વ્યભીચારી, મુખપર ચોપડી મેંશ
કામી કામથાં ન ધરાયો—ર રે. જમાનો. ૪૭
માત પીતા થઇ પાળક પોતે, બાળકને દઇ બોધ—ર
પેટ નીમીતે પાપ કરાવે, કરી કારમો ક્રોધ
કહું શું ન જાય કથાયો—ર રે. જમાનો. ૪૮
વાળ પરાયા થાય ભલે પણ, લે અસમાન મકાન—ર
પાળક બાળકનો થઈ પોતે, ઘાલી એવું ઘમશાન
દેવામાં હાથ ડુબાડ્યો—ર રે. જમાનો. ૪૯
કોણ કવિનો ભાવ પુછે છે, ભાંડ ભવૈયા ચાય-ર
થાય ખુશી નાયકાને નચાવી, વીત તેમાં વપરાય
કોવિંદને કંઇ ન અપાયો -ર રે. જમાનો. ૫૦
ઉત્તમ સાક્ષરના કરના પણ, પુસ્તક ના પોસાય—ર
નાટકમાં નાણું ખુબ ખરચે, ચીથરડાં ચીત ચાય
સાહિત્યને ના શણુગાર્યો-ર રે. જમાનો. ૫૧
પાળી પોષી મોટા કીધા પુત્રો, ઝાઝાં લઢાવી લાડ
વૃદ્ધપણે લાકડી લઇ ઉઠે, ભાંગે પીતાનાં હાડ-ર
બળ્યો નવ જાય વળાવ્યો-ર રે. જમાનો. ૫૨
નાટક સરકસ ને જાદુના, ખેલ વધ્યા વિધવિધ-ર
વીત હરી વસુધા પરથી હા, સૌને ભીખારી કીધ
ખરો કુછંદ લગાયો-ર રે. જમાનો. ૫૩
શહેરમાં હોટલ ગામડે હોટલ, હોટલ હોટલ હાય—ર
વર્ણ અઢારે આવી ભરાઇ, ચા ને બીસકુટ ખાય

૩૨૬૩



અ.ભક્ષા ભક્ષ ઉડાયો-૨ રે. જમાનો. ૫૪
પાણી પવિત્ર ગણે ન ભુદેવો, ગામ ગમાંતરે જાય-૨
પણ ભજીયાં ભૈયાની દુકાનેથી, ખાંતેથી લઈને ખાય
અનાચાર આવી ભરાયો-૨ રે. જમાનો. ૫૫
સૌ થકી ઉત્તમ દ્વીજ કહાવે, પણ થઇ બેઠા નીચ-૨
લક્ષ્મીની લાલચે લપટાઇ, કરતા પ્રપંચી પેચ
દેખી ન જાય ખમાયો-૨ રે. જમાનો. ૫૬
વિપ્રોતો વળા છેકજ વંઠયા, જેથી ઘરોઘર અથડાય—૨
બ્રહ્મજ્ઞાન જાણે નહિ તો, કયાંથી તે પોષાય
પાયો મુળથી ખવાયો—૨ રે. જમાનો. ૫૭
બાવે તો વળી બે સ્ત્રી રાખી ચેલે રાખી ચાર—૨
ખાખી તો ખોળતાજ ફરે છે; ચોળી મફતની છાર
લંગોટે લેખ લજાવ્યો—૨ રે. જમાનો. ૫૮
નારી ગઇ સ્વધામ સીધાવી, સંપત્તિ પામી નાશ—૨
કે ભાઇ પોતે મુંડ મુંડાવી, બેઠા લઇ સન્યાસ
ગૃહસ્થોને પાય પડાયો—૨ રે. જમાનો. ૫૯
કોઇ જમાત લઇ રખડે છે, રાખી રાજેશ્વરી ઠાઠ—૨
સિદ્ધને સાધક બેસ બનીને, વાવ્યો ગામેગામ ડાટ
મલીદા માલ ઉડાવ્યો—૨ રે. જમાનો, ૬૦
આચારનો નથી અંસજ જેમાં, જાણે ન શાસ્ત્રાનો ભેદ-૨
થાય તેની ગણત્રી જ્ઞાતિમાં, અંતર પામે ખેદ
સાધુ શેઠમાંય ગણાયો—૨ રે, જમાનો. ૬૧

પાખંડી દંભી બની બેઠા સાચા સંત મહંત—૨
તેમજે તો ડખા પંચક કીધુ, કાઢીને કલ્પિત પંથ
સારા જગને ભરમાવ્યો—૨ રે. જમાનો. ૬૨
આજ ગુરૂ એવા અવલોકી, શકે સમાવી ન શોક-૨
પણ ધુતી ધન શિષ્યનું લેતા, પાકી મુકાવે પોક
વૃથા ગુરૂ નામ ધરાવ્યો-૨ રે. જમાનો. ૬૩
અંધ ગુરૂને શિષ્યજ બહેરા, એવું બન્યું છે આજ-૨
તેમ છતાં બની સિદ્ધના બેટા, ખાલી કરે પતરાજ
દેખી મમ દીલ દુભાયો—૨ રે. જમાનો. ૬૪
ભારત ભાગવત કે રામાયણ, રૂડી રીતે વંચાય-૨
ત્યાં જઇ સાંભળતાં ઊંઘ આવે, મારે ગપાટા ગામમાંય
સારી રાત જાય જગાયો—૨ રે. જમાનો. ૬૫
ચાર ઘડી ચીત ઠારવા માટે, દેવમંદીર ગણાય-૨
ત્યાં પણ રંગીત પારણું ઝુલે, દેખું ઘોડાને ગાય
ભોંભોં શબ્દ જાય સુણાયો—૨ રે. જમાનો. ૬૬
ઘટી ગયો કસ ભુગોળમાંથી, ઘટયો સબંધીનો સ્નેહ—૨
વળી સ્વાદ ઘટયો ઘૃતમાંથી, ખરેખર ઉતરે ઓછા મેહ
દગાથી દોસ્ત મરાયો-૨ રે. જમાનો. ૬૭
કોઇ તણા મનમાં નવ દેખું; અંશ દયાનો લગાર—૨
જ્યાં ને ત્યા હું નજરે નિહાળું, તામસનો ભંડાર
ખરે કંઇ આવી ભરાયો—૨ રે. જમાનો. ૬૮

કેતાં આ રસના પડે તુટી, આવ્યો આઠો આંક—૨
કેલી કરે કાકી ભત્રીજો, ટાંકુ અસત્ય ન ટાંક
પ્રભુ જાણે કયાં છુપાયો—૨ રે. જમાનો. ૬૯
રેણુ જા કત્યા સતયુગે, ત્રેતામાં સિતાય-૨
દ્વાપરમાં થઇ દ્રુપદ સુતા, આજ ઘરો ઘર હોય
દેખું દ્રગથી કત્યાઓ—૨ રે. જમાનો. ૭૦
જે ગુજરાત વિશેજ હતી હા, લક્ષ્મીની લીલા લહેર—૨
ત્યાં ભટકે છે ભીખારીનાં ટોળાં, આવીને ઘેરે ઘેર
ઉઘાડે અંગ દીખાયો—૨ રે. જમાનો. ૭૧
ભાગ્ય ભલો કે ભારતમાંહી, પાકે અફીણ કપાસ—૨
ત્રીજી તંબાકુએ રંગ રાખ્યો, નહિતો થાત નીરાશ
તથાપી ના સમજાયો—૨ રે. જમાનો. ૭૨
"ધન્યછે ધન્યછે ઇંગ્લીશ રાજને; ધન્યછે [જ્યોર્જ] રાજન-૨
પ્રજાના દુખ દૂર કરવાને, આનંદે ઉછાળે મન
રામચંદ્ર સમ કીર્તી ફેલાવો—૨ રે. જમાનો. ૭૩
ચેતો ચેતો ચિતમાં નરનારી, બાજી હજી છે હાથ-૨
દેશની દોલત દેશમાં રેવા, હુન્નરથી ભીડી બાથ
કરો ઉન્નતિના ઉપાયો—૨ રે. જમાનો. ૭૪
શુંય કથુ. કથવાનું ઘણું છે, કેતાં નાવે પાર—૨
"શારદા' ને "મેરી" માતાની સ્હાયથી ટૂંકામાં ટાંકયો સાર

લેજો સમજી બેન ભાઇઓ—૨ રે. જમાનો. ૭૫

વૃક્ષનું મુળ ખવાયજ આવે, તો તે રહે શું ટટાર-૨
તેમ વિદેશથી મોહ ટળ્યો નથી, ત્યાં લગી થાશો ખુવાર
સ્વદેશીએ રાસડો ગાયો-૨ રે. જમાનો. ૭૬



વાંચો! વાંચો!! વાંચો!!!

# જાહેર ખબર.

સર્વે સદ્ ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે, અમારી આ ચોપડી એક વખત આપ વાંચી મીત્ર મંડળમાં ફેલાવશો હવે પછીની આવૃત્તિની અંદર જે કોઈ ગૃહસ્થને અગર વહેપારીને પોતાની જાહેરાત આપવી હશે તો અમે વ્યાજબી કીંમતે લઇશું અને આ ચોપડી દેશ અને પ્રદેશમાં ફેલાવો કરીશું. તો આવતી આખર તારીખ સુધીમાં અમારી બીજી ચોપડીમાં જાહેરાતો લેવામાં આવશે, તેના ભાવ તમારી જાહેરાત મળ્યાથી પત્રથી અથવા રૂબરૂમાં મળ્યાથી ખુલાસો થશે

અમારૂ ઠેકાણું.

**ચીમનલાલ વલ્લભદાસ શાહ.**

ઠે. કાળુપુર—ભોઇવાડાની પોળ.

**અમદાવાદ.**